

# શંભુ-વિલાસ.

સોધ્યેશ્વર મહાત્મનું વર્ણન તથા ઉદપત્તનના દેવસ્થાનનું
તથા બાવાસાહેબ ઉર્ફે રતનદાસ ભગતનું તથા મહાભાગ
ભજન કિર્તન વગેરે રસકસથી ભરપુર શોખી-
જનોને સારૂ કવિતારૂપે બનાવ્યું છે.

છપાવી પ્રસિદ્ધ કર્તા

**કેશવરામ મંછારામ વૈદ્ય.**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું

મુ૦ ઓરપાડ.



આવૃતી ૧લી. પ્રત ૧૦૦૦.

સુરત ભાગાતળાવ રોડપર આવેલા ધી "શાંદર" પ્રિન્ટીંગ પ્રેસમાં
રતિલાલ દુર્લભદાસે છાપી.

કીંમત બે આના.



# શંભુ–વિલાસ.

સિદ્ધેશ્વર મહાત્મનું વર્ણન તથા ઉરપત્તનના દેવસ્થાનનું
તથા બાવાસાહેબ ઉર્ફે રતનદાસ ભગતનું તથા યજ્ઞભાગ
ભજન કિર્તન વગેરે રસકસથી ભરપુર શોખી-
જનોને સારૂ કવિતારૂપે બનાવ્યું છે.


છપાવી પ્રસિદ્ધ કર્તા
**કેશવરામ મંછારામ વૈદ્ય.**

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું
મુ૦ ઓરપાડ.





**આવૃતી ૧લી.** **પ્રત ૧૦૦૦.**

સુરત ભાગાતળાવ રોડપર આવેલા ધી "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
રતિલાલ દુર્લભદાસે છાપી.


**કીંમત બે આના.**

ॐ

तत् सत् परमात्मने नमः

श्लोक.

गुरुर ब्रह्मा गुरुर विष्णु, गुरुर देवो महेश्वरः
गुरुर एक परब्रह्म, तस्मै श्री गुरुवेनमः
मुकं करोति वाचालं, पंगुलं धयते गिरिम्
यत् कृपानमहं वंदे, परमानंद माधवम्

ध्यान श्लोक.

ध्याये नित्यं महेसं, रजाति गिरिनीभं चारुचंद्रा वतूंसं
रत्नाक्वलपु ज्वलांगं, परशुमृगवरां भीति हस्तं प्रस्न
पद्मासिनं समंता, स्तुति ममरगणै र्व्याघ्र प्रत्यं वसानं
विश्वाद्यं विश्ववद्य निखील भयमय हरं, पचवक्त्रं त्रीनेत्रं



# પ્રસ્તાવના.



સર્વ સદગૃહસ્થો અને અન્ય બંધુઓને ખબર આપવામાં આવે છે કે ઓરપાડ તાલુકાના સરશ ગામની પાસે શ્રી સિધ્ધેશ્વર માહાદેવ છે. અને તેની ચમત્કૃતિ ઘણી અપાર છે, અને એનું દેહેરૂં ઘણી મુદત થયાં બંધાયું છે અને તેનું વર્ણન ઘણું અપાર છે. પરંતુ તેનું બ્યાન કોઇએ બહાર પાડ્યું હોય એવું જણાતું નથી, જેથી મારા મનમાં એવી ઉત્કંઠા થઇ કે એમનું કવિતારૂપે બ્યાન વર્ણવવું. જેથી તેની શોધ કરતાં મને જે જડી આવ્યું તેનું બ્યાન જાણવા માટે મેં મારી અલ્પ બુદ્ધીથી બનાવ્યું છે. જેમાં કાંઇ ગુણદોષ હોય તેને માટે માફી માંગું છું. અને વળી તેની સાથે ઓરપાડનાં દેવસ્થાનનું તથા થોડું બીજું પણ વર્ણન બનાવ્યું છે. તેની સાથે ભજન, કીર્તન, છંદ, દોહેરા, ચોપાઇ વગેરે રસકસથી ભરપુર મનને આનંદ આપે એવું વર્ણવ્યું છે. આ પુસ્તક બનાવવામાં મેં કોઇની સહાયતા લીધી નથી મારી યથામતીથી બનાવ્યું છે. હું કાંઈ કવી નથી તેમજ મને પિંગળનું જ્ઞાન નથી માટે કાંઇ ભુલચુક હોય તો તેને માટે માફી માંગું છું. અને ચુક હોય તે જણાવશો તો તેનો આભારી થઇશ. સિદ્ધનાથનું બ્યાન વધારે જાણતા હોય તે જો જણાવશો તો બીજી આવૃતીમાં એનો વધારો કરીશ.



## છંદ માલીની.

શિવ પદ અતિ મોટું, મોક્ષ કલ્યાણ દાતા;
ઋષીમુની જન સેવે, ચિત્તથી નિત્ય આતા.
કરગરી શીવ માંગું, કષ્ટને કાપી નાંખો;
શિરપતન વેળા, પાળીને પાસ રાખો.
અખીલ ભવ પતીની, પ્રાર્થના પુણ્યકારી.
શકળ દુરી તમારી, સર્વદા શ્રેયકારી.
શિવ ભજન કરૂં છું, ચિ-તને શાંતિ આપો.
ચરણ શરણ રાખી, સંહરો સર્વ પાપો.



# સિદ્ધનાથ મહાદેવના માહાત્મનું વર્ણન.

## દોહરો.

શરસ ગામ શોહામણું, ઉરપત્તનની પાસ
ધામ મોટું છે અતિ ઘણું, સિદ્ધનાથ અવિનાશ
એની ઉત્પતી ઘણી, ચમત્કૃતી કેહેવાય
શાંભળતાં સુખશાંતીથી, આનંદ મનને થાય
એક ટેકરી અંદરે, શિધ્ધેશ્વરનો વાશ
સંતત ધારા ચાલતી, કામધેનું પ્રકાશ
ગાય તણો ગોવાળીઓ, આવ્યો ધણીની પાસ
સર્વ વૃન્તાંત તેણે કહ્યું, રાખી મન હુલાશ
વૃત્તાંત સાંભળી સર્વે તે, મનમાંહે મલકાય
સજન સૌ ભેગા મળી, જોવાને તે જાય
અખંડ ધારા ચાલતી, ગૌધેનની નીરધાર
જોઇ ઘણી ચમત્કૃતિ, હરખ્યા મન અપાર
બીજું કૌતીક શું થયું, કહું છું તે નિરધાર
સ્વપનું થયું ગૌકર્ણને, નિકળવાને બહાર
શીવ લીંગ શુંદર શોભતું, તેનું નહીં કંઇ નામ
દર્શનથી પ્રશન થયા, ભોળો નાથ આ ઠામ
એજ ટેકરી ઉપરે, ગૌકર્ણ રૂષિનો વાશ
ઝાડી જંગલમાં વળી, પોતે કર્યો નિવાશ
તપ આદર્યું પ્રેમથી, સિદ્ધ થયું સૌ કાજ
સ્વયંભુ ઊત્પન થયા, શંકર પોતે આજ
દર્શન દીધું ધ્યાનમાં, પ્રશન થયા મહારાજ

મન કામના પુર્ણ થઇ, સફળ થયું સૌ કાજ
દ્વાદશ જ્યોતિર લીંગમાં, ત્રંબકેશ્વર નામ
ઉપલીંગ તેનું સ્થાપીઉં, શિધ્ધેશ્વર આ ઠામ
કાર્યની સિદ્ધી થઇ, સિદ્ધ થયું સૌ કામ
તેથી રૂષિ ગૌકર્ણે, રાખ્યું સિદ્ધનાથ નામ
પ્રતિષ્ઠા ગૌકર્ણે કરી, પોતે રૂડી પેર
આનંદ ઓચ્છવ થઇ રહ્યો, સૌને ઘેરે ઘેર.

ચોપાઇ

ફરી પ્રષ્તીઠા કીધી સાર, આનંદ ઓચ્છવનો નહીં પાર
પ્રતીષ્ઠાનો દિન છે જેહ, માર્ગશીર્ષ એકાદશી તેહ
જાત્રા ત્યારથી ચાલુ થઈ, ભકત તણો ઓધારજ અહીં
ઓધાર કરવા પોતે સહી, શ્રી રામચંદ્ર તો આવ્યા અહીં
લંકાનો જે રાવણ રાજ, યુદ્ધ કર્યું સીતાને કાજ
રામે રાવણ માર્યો સહી, બ્રમહત્યા પોતાને થઇ
બ્રમહત્યા છુટવાને કાજ, યજ્ઞ કર્યો પોતે મહારાજ
બ્રાહમણને બોલાવ્યા સહી, યજ્ઞ કરવા પોતે અહીં
બ્રાહમણ બોલ્યા પોતે સહી, ગંગાસ્નાન કરાવો અહીં
માર્યું બાણ પોતે સહી, ગંગાજળ નીકળ્યું છે અહીં
સ્નાન કર્યું બ્રાહ્મણે સહી, યજ્ઞમાં બેઠા છે અહીં
યજ્ઞ કર્યો ત્યાં રૂડી પેર, આનંદ ઓચ્છવ ઘેરે ઘેર
બીજું બાણ માર્યું જે સહી, ગયું તે ઉરપત્તન મહીં
ઉરપત્તનમાં કીધો વાશ, રામ કુંડનો થયો પ્રકાશ
ત્રીજું બાણ માર્યું જેટલે, ગામ મોટા ગયું તેટલે

બાણુ પેઠું ધરતીની માંહે, ગંગાજળ નીકળીઉં ત્યાંહે
તે છે રામેશ્વરની પાશ, મૌકિતકનો ત્યાં થયો નિવાશ
યજ્ઞની પૂર્ણાહુતી થઇ, તેની હત્યા છુટી ગઇ
શરસ નામે સુંદર ગામ, પાસે સિધ્ધેશ્વરનું ધામ
ધામ બન્યું સુંદર છે સહી, નથુ મહેતો આવ્યા અહીં
નથુ મેહેતે કર્યો વિચાર, સરસુબા લાવ્યા નીરધાર
બાધા આપી તેને સાર, જાહોજલાલી વધે અપાર
તે પ્રમાણે કામજ બન્યું, દીલે પ્રસન પેશવાનું થયું
પ્રશન થયા પેશવા સરકાર, જે જે મુલક જીત્યા સાર
તે તે મુલકની ખંડણી, દેહેરૂં બાંધવા આપી ઘણી
દામાજી જે ગાયકવાડ, સુંદર રચના તેની સાર
ભગત જન પોતે તો સહી, એવો કોઈ દુનીઆમાં નહીં
એ સૌ સિધ્ધેશ્વરનું કામ, દાસ તમારો કેશવરામ
કેશવરામે કવીતા કરી, પ્રેમ થકી વાણી ઓચરી
ભુલચુકની તો માફજ કરી, એકવાર બોલો શ્રીહરી

દોહરો

બીજુ કૌતીક શું થયું, કહું છું તે નીરધાર
ગૌકર્ણ રૂષિ હતા, તે નીકળ્યા વનની બહાર
બહાર આવ્યા પોતે વળી, સહેજ સમાધી માંહે
બોલ્યા પોતે પ્રેમથી, આનંદ ઉર ન માય
રેલ આવે છે અતી ઘણી, પુરજેશની માંહે
શહેર તુટયું શોહામણું ભર દરીઆની માંહે
દરીએ છોળ મારી ઘણી. તેને કાઢયું બહાર

તણાઇને તે આવીઉં, સિધ્ધેશ્વર દરબાર
જાણુ કરી સરકારમાં, શું કરવું છે કાજ
ધર્મશાળાને બાંધવા, હુકમ કર્યો માહારાજ
કાટ આવ્યો છે અતી ઘણો, લકડ કુકડ સાથ
મેહેર કરી છે અતી ઘણી, ભોળા શંભુનાથ.

ચોપાઇ

દામાજી જે ગાયકવાડ, સર કર્યું દક્ષિણનું રાજ
દામાજીને ભય છે ઘણો, પુનાના સર સુબા તણો
નથુ મહેતા સાથે હતા, બાધા તે લેવડાવી જતા
નદી કીનારે કર્યો મુકામ, હીસાબ આપવા પુના ગામ
હીસાબ આપ્યો હેતે કરી, પંદર હજારની થેલી મળી
નથુ મેહેતે વધાર્યું માન, પંદર હજાર કર્યા ખુરબાન
માન મળ્યું પોતાને શહી, પ્રતિષ્ઠા તેની વધતી ગઇ
તેથી પ્રસન થયા તો સહી, દેહેરૂં બંધાવવા આવ્યા અહીં
પ્રથમ કુવો બંધાવ્યો સાર, મીઠાં પાણીનો નીરધાર
શીવ દેહેરૂં બંધાવ્યું સહી, નથુ મેહેતા સાથે રહી
સતરશે પંચાણું શાલ, પાયાનો બહુ લાવ્યા તાલ
નવ ગજ તો ઉંડો નીરધાર, બાવન ગજની શીખર સાર
વચમાં પોતે બેઠા સાર, સોનુ વેનકી નીરધાર
દેહેરાંને બંધાવવા કાજ, શિલ્પ શાસ્ત્રી લાવ્યા આજ
જેપુરને મારવાડજ તણા, શિલ્પ શાસ્ત્રી આવ્યા ઘણાં
નથુ મેહેતા સરસજ તણ્યાં, નામ રાખ્યું તેમાં નહી મણા
આઠ વર્ષ થયાં જેટલે, પુરણ કામ થયું તેટલે

અઢારશેને ત્રણુની સાલ, કામ પુરણ થયું નીરધાર
કેશવરામે કવીતા કરી, અલ્પ બુદ્ધિ વાણી ઓચરી
સિધ્ધેશ્વરનું ધરજો ધ્યાન, સૌ જનનું કરશે કલ્યાણ

ભુજંગી છંદ

શિદ્ધનાથનું દેહેરૂ તો ખુબ છાજે
વળી ગોળ ઘમઘોર તો ત્યાં બિરાજે
ભલા શિલ્પની લાદીઓ ત્યાં જડાવી
અંદરને વળી બહાર તો ઓપી આવી
જેની શાંતીથી કાંતી તો શાંત શોભે
જેનાં દર્શને સ્પર્શને મન લોભે
જેની કીર્તી ગાજી છે ત્રીલોક માંહે
ભોળા શંભુ બેઠા છે દેહેરાંની માંહે
દીઠા દેવળે દેવતા દેવ જેવા
કરે પાર્વતી શાંતથી તેની સેવા
ભલા બ્રાહમણો આવી પુંજા કરે છે
અભીષેકમાં દુધની ધાર વહે છે
ભલાં પુષ્પને બીલ્વી તેને ચડાવે
કરી પુષ્પાંજળી આરતી ખુબ ભાવે
રૂડો છંદ તો બહુ બન્યો ખુબ ખાશો
કેશવરામે તો શાંતીથી ત્યાં પ્રકાસ્યો.

દોહરો.

શિદ્ધનાથમાં શું કર્યું, દામાજીએ કામ
ભકિત તો પોતે કરી, અવિચળ રહેવા નામ

અવિચળ રહેવા કારણે, શું શું કર્યાં છે કાજ
ગૌ બ્રાહ્મણને પાળીને, સત્યથી કર્યું છે રાજ
બીજું કામ શું શું કર્યું, ભોળા શંભુ કાજ
વર્શાશન બાંધ્યા ઘણાં, પોતે તો મહારાજ
વિધ્ર વિધના વૈભ કર્યા, પોતે રૂડી પેર
ધારા તો એવા કર્યા થઇ રહી લીલા લહેર
તે ધારાને કારણે, સાતસે સારપવ
તેમાંથી વર્ષ એકનો, સર્વે થાય નિભાવ
તે ધારાને કારણે, શી શી કરી છે પેર
આનંદનો ઓચ્છવ થયો, થઇ રહી લીલા લહેર
બાવાને દરરોજ તો, શી શી કરવી પેર
પખાલ પુજા આરતી, કરવી આનંદ ભેર
અખંડ દીવો બાળવો, ત્રીકાળ પુજા સાર
એ સઘળાં તો કાર્યનો, બાવાને અધીકાર
ત્યાર પછી એક શુકલને, શું શું કરવું કામ
અભિષેક દરરોજ તો, કરવો તે અભીરામ
દર સોમવારે ત્યાં વળી, શું શું રચના થાય
પાંચ બ્રાહ્મણ ઓરપાડથી, પુજા કરવા જાય
પુજા થાળ કર્યા પછી, તેને તો શું કામ
શોમ પ્રદોશની આરતી, મહા પુજા આ કામ
ચોખાના શીવ લીંગનું, સ્થાપન ત્યાં તો થાય
ભલા ભલા રંગો પુરી, આનંદ ઓચ્છવ થાય
પુષ્પાંજળીને આરતી, કપુરની ત્યાં થાય

દર સોમવારે મુખ ચડે, દર્શને સૌ જાય
વસ્ત્ર અલંકાર શોભે ઘણા, આભુશણુ બહુ શાર
માથે મુગટ આરોપીઓ, શોભાનો નહીં પાર
છત્ર ચડે મહાદેવને, ચરમર ઢોળે વાય
વાડી બહુ ફુલની ભરી, શોભા વર્ણી ન જાય
ચોઘડીઆ વાગે ઘણાં, ઘંટ અને ઘડીઆળ
સુંદર રચના શોભતી, જોવાનો બહુ તાલ
શરશના સૌ લોક તો, દર્શન કરવા કાજ
વર્શાશનમાં છે ઘણા, શરસના રૂષિરાજ
કેશવરામ ઓરપાડનો, શિદ્ધનાથનો દાસ
ભકિત કરવા કારણે, પોતે કર્યો નિવાશ.

ભુજંગી છંદ

વળી મોટો શીવરાત્રીનો દીન જે છે
મહાવદી ચૌદેશ તો આવી રહે છે
વળી ધ્યાન સિધ્ધનાથનું તો ધરીને
પુંજા આરતી શાંતીથી તો કરીને
મધ્ય રાત્રીનો તો શમય જ્યારે થાએ
ભલી પુષ્પાંજલી પ્રીતથી ત્યાંજ થાએ
જટા પદ અને ઘંટના નાદ થાએ
ભવૈઆ ઘણા તે દીને ત્યાંજ આવે
કરે મુજરો તો વળી પૂર્ણ ભાવે
બીજે દીન સવારમાં શું કરે છે
કરી પારણાં પોતે નૈવેદ લે છે

પછી ત્યાંથી પોતે વળી જાય જ્યારે
થાય ભુંગળો ઘંટના શબ્દ ભારે
ત્યાંથી વિચરી પોતે તો શું કરે છે
ભવૈઓ કરી પેટ પોતે ભરે છે
જુવો સ્થાન શિધ્ધનાથનું છેજ કેવું
ટળે ભ્રાંતીને શાંતી આપે છે એવું
ભલો છંદ તો ત્યાં રચ્યો છેજ કેવો
કેશવરામને જે મતી સુજી તેવો

## ચોપાઈ

શ્રાવણ માસનો કહું વિસ્તાર, શોભા તેની અપરંપાર
ભગત જનો સૌ આવે સાર, તાલુકાના તો નીરધાર
બ્રાહ્મણો આવે છે સહી, મહીનો પોતે રહેવા અહીં
મહીનો રહી ત્યાં પુજા કરે, વેદ વાણી પોતે ઓચરે
દર સોમવારે શું શું થાય, કાવડ ભરીને લાવે યાંય
ભગતજનો ટોળી છે ઘણા, નિર લાવે છે તાપી તણા
ભર વરસાદે લાવે સહી, ધ્રુજતા ધ્રુજતા આવે અહીં
કાવડ ચડાવે રૂડી પેર, સિદ્ધનાથની કરવા મેહેર
મેહેર કરે પોતે મહારાજ, સૌ ધંધામાં રાખે લાજ
પુણ્ય તણો મહીનો છે સહી, બ્રાહ્મણ જમાડવા આવે અહીં
શીધાં પાણી લાવે સહી, માથે મુકીયો પોતે અહીં
હેતે કરી જમાડે સાર, એ સૌ શંકરને દરબાર
ભજન મંડળી આવે ઘણી, શેવા કરવા શંકર તણી
શંકરનો મોટો મહીમાય, તે મુખેથી કહ્યો ન જાય

કુળ દીપક કણબી છે જેહ, માધવ ભીખા નામ છે તેહ
તે છે ભટ ગામના તો ખરા, ધાર્યાં કામ તેના તો કર્યાં
તેથી તેણે રાખ્યો ટેક, કરવો ભંડારો દર વર્ષે એક
શ્રાવણ વદ છઠ તો ખરી, તીથી એક નક્કી તો કરી
જમીન કાઢી તેણે સહી, ભંડારો કરવાને અહીં
તે પ્રમાણે ચાલ્યું જાય, એ સૌ શંકરનો મહીમાય
મહીમાનો તો પારજ નહી, ઢોલ નગારા વાગે અહીં
વીઠ્ઠલ કંપની આવે સહી, હેત કરીને પોતે અહીં
રમત ગમત કરવાને કાજ, જે જોઇએ તે લાવે સાજ
કામ કરે સૌ આનંદ ભેર, જાફત કરીને જાયજ ઘેર
સુખશાંન્તી મંડળ તો સહી, ભજન કરવા આવે અહીં
બ્રાહ્મણ જમાડે રૂડી પેર, સુખશાંતીથી જાયજ ઘેર
એ સૌ સિધ્ધેશ્વરનું કામ, એવું કહે છે કેશવરામ.

ભુજંગી છંદ

જુઓ સ્થાન સિદ્ધનાથનું શોભે કેવું.
પુરણ પ્રેમથી તે વળી જોવા જેવું,
રંગ મંડપે રચના છે ત્યાં કેહેવી.
ગણેશ ગૌરીને નંદી તો જોવા જેવી,
ટાંગ્યા ઘંટ બે ત્યાં વળી તેજ કહેવા.
જાણે ચંદ્રને સુર્યના તેજ જેવા,
ઉત્તર દક્ષિણ દેહેરાં તો બે બન્યા છે.
હનુમંતને શીવલીંગની સ્થાપના છે,
બની ધર્મશાળા અને કોટ કેહેવા.

તેને જોઇને શાંતી આપે છે એહવા,
બન્યા બંગલાને બની છે અગાસી.
તેને જોઇને ચીત્તની શાંતી ખાશી,
ભલો કુંડ ત્યાં ઓપતો છેજ કહેવો.
જાણે નિમંળા નિરનાં તીર જેવો,
ઓવારા ઘણા ઓપતા જોવા જેવા.
તેને જોઇને મન ખુશી થાય તેવા,
તેમાં સ્નાન કર્યાં થકી પાપ જાએ.
વળી દેહની સુધ્ધી તો ત્યાંજ થાએ,
તમે સુધ્ધીથી દાનને ધ્યાન ધરસો,
તેના દર્શને આત્મ ઓધાર કરશો.
જેની ઉન્તરે બાણ ગંગાનો કુવો
તેનાં સ્નાનથી સર્વે પ્રાયશ્ચિત ખુવો.
દેહેર તપનાથનું છે વળી કુંડ પાશે,
તેના દર્શને પાપની મુકિત થાશે.
ભલો કુંદ તો ત્યાં બન્યો ખુબ ખાશો
કેશવરામે તો શાંતીથી ત્યાં પ્રકાસ્યો.

**ચોપાઈ**

જાત્રા તણો કહું છું વિસ્તાર, શોભા તેની અપરંપાર
ભાવીક જન આવે છે ઘણા, દર્શને સિધ્ધેશ્વર તણા
મેળો મોટો ત્યાંજ ભરાય, આનંદ ઓચ્છવ સૌને થાય
બાધાને આખડીઓ ઘણી. રાખે છે સિધ્ધેશ્વર તણી
સિધ્ધ કરે છે સૌના કામ, અવિચળ રેહેવા પોતે નામ.

દુધ દેગડા આવે છે ઘણા, જળાધારી તો ભરવા તણા
ભગત મંડળી આવે છે ઘણી, શેવા કરવા સિધ્ધનાથ તણી
ભલી ભલી દુકાનો થાય, પેંડા બરફી ત્યાં વેચાય
બીજી દુકાનો છે ઘણી, ભજીઆને વળી સેવજ તણી
હોટલનો તો બહુ છે ઠાઠ, બીડી પાનનો બહુ છે ઘાટ
બીજી દુકાનો છે ઘણી, કંસારા કંદોઇજ તણી
ગાંધી ડોશીના બહુ હાટ, બહુ ઉત્તમ છે તેના ઠાઠ
જે જોઈએ તે ત્યાં વેચાય, જોવાની ઘણી ગમત થાય
તમાસા બહુ લાવે સાર, પોતે તો કરવા નીરધાર
ભજન કીરતન ત્યાં બહુ થાય, ગરબાની ધુન ચાલી જાય
પુજા આરતી રૂડી પેર, થઇ રહી ત્યાં લીલા લેહેર

**દોહરો**

રાત સમે ત્યાં તો વળી, શું શું રચના થાય
દીવાની દીકમાંળ તો, ઘીની ત્યાંજ ભરાય
ઝળહળ જ્યોત ઝળકી રહે, અંદરને વળી બહાર
આરતીના સમય સમે, શોભાનો નહી પાર
ચોઘડીઆ વાગે ઘણા, ઘંટ નાદ અપાર
શંખનાદ થાએ ઘણા, ભેરી શરણાઇ શાર
ત્યાર પછી ત્યાં તો વળી, શું શું રચના થાય
કમળ ભરાયે પાનના, શોભા વરણી ન જાય
ગાંધર્વ જન આવે ઘણા, ગાયન કરવા કાજ
પોતે સનમુખ બેસીને, નૃત્ય કરે સૌ સાજ
ત્યાર પછી ત્યાં તો વળી, માહા પુજા બહુ થાય

પુષ્પાંજલીને આરતી, વર્ણન કહ્યું ન જાય
પોશાક પહેરાવી સર્વને, શોભે રૂડી પેર
આનંદે ઓચ્છવ થયો, થઇ રહી લીલા લહેર
ત્યાર પછી ત્યાં તો વળી, શું શું રચના થાય
ઘી મા નકશી કોતરી, ઘી ના કમળ ભરાય
કમળ વિશે તેમાં વળી, ફુવારા બહુ સાર
ફુવારાના નીરની, ચોગમ ચાલે ધાર
રચના તો કેવી રચી, શિધ્ધેશ્વરમાં આજ
તેની રચના જોઇને, હરખ્યો સહુ સમાજ
વૃત્તાંત બીજુ છે ઘણું, ટુંકમાં કહ્યું સૌ સાર
કેશવરામની બુધ્ધીથી, કહેતાં ન આવે પાર
ભુલચુકની ક્ષમા કરી, ધરજો નિર્મળ ધ્યાન
ભક્તિ કરજો સર્વદા, ભોળા નાથ ભગવાન

**દોહરો.**

એક સમે તો શું થયું, સિધ્ધેશ્વરની માંહે.
પીંઢારા આવ્યા ઘણા, દેહેરું લુંટવા ત્યાંય.
શિવલીંગ સુંદર શોભતું, સુંદર રચના સાર,
સુવર્ણ એમાં છે ઘણું શોભાનો નહીં પાર.
પીંઢારે ત્યાં શું કર્યું, પીંડી ઉપર જાય,
ગણેશલું મારી કરી, માર્યા કુહાડા ઘાય.
તેથી છેદ પડ્યા ઘણા, ઉંડા તે બહુ જાય,
માહાદેવ પોતે કોપીઆ, ક્રોધ કરીને ત્યાંય.
ભોંગારા નીકળ્યા ઘણા, શીવલીંગની માંહે.

શીવલીંગમાંથી નીસર્યાં, રીસ ધરીને ત્યાંય.
રીસ કરી પોતે ઘણી, કરડયા તેણીવાર,
પીંઢારા નાઠયા ઘણા. જરા ન લાગી વાર.
કરડયા તે તો ક્રોધથી, અંધા થયા અપાર,
લોહી નીકળ્યું અતી ઘણું, જરા ન લાગી વાર.
નાક લીટી કાઢી ઘણી, ધુળ ચાટી તે વાર,
પોતે તો ત્યાં સમી ગયા, જરા ન લાગી વાર.
ભીંગારા ઉડે ઘણા. દેહેરાંની ચોપાસ,
પીંઢારા નાઠા સહી, પોતે પામી ત્રાસ

**ભજન.**

શીવ રટરે મન શીવ રટરે, છોડી દે કપટ મન શીવ રટરે.
કાશીજીમેં કેસર બોયા, ચંદન પરાગ,
હરીકી પેડી વિજીયા બોઇ, ધંતુરો દરબાર. મન૦
કોઈ માંગે અન્ન ધન, કોઈ માંગે પુત્ર,
કોઇ માંગે નિર્મળ કાયા, કોઇ માંગે રૂપ. મન૦
રૈયત માંગે અન્ન ધન, રાજા માગે પુત્ર,
જોગી માગે નિર્મળ કાયા, ભોગી માગે રૂપ. મન૦
કોઇ ચાલે ડંડાડોળી, કોઇ સુખપાલ,
કોઇ ચાલે પાઉંપ્યાદલ, શંકરકે દરબાર. મન૦
રૈયત ચાલે ડંડાડોળી, રાજા સુખપાલ,
જોગી ચાલે પાંઉપ્યાદલ શંકરકે દરબાર. મન૦
ચાંજો લાવે ગણેશજીને, પોવે ભૈરવનાથ,
ચલમ પીલાવે પાર્વતીજી પીઓ ભોળાનાથ. મન૦

લકડી લાવે ગણેશજીને, ફાડે ભૈરવનાથ,
ધુણી ધીકાવે પાર્વતીજી, તાપો શંભુનાથ. મન૦
આટો લાવે ગણેશજીને, બનાવે ભૈરવનાથ,
થાળ પીરસે પાર્વતીજી જમો ભોળનાથ. મન૦
આસન લાવે ગણેશજી, બીછાવે ભૈરવનાથ,
સેવા કરે છે પાર્વતીજી, પોઢો ભોળાનાથ. મન૦
કહે કેશવરામ કરજોડીને, ભોળા શંભુનાથ,
મોક્ષ પદ મળવાને સારૂ, રટું છું દિનરાત. મન.

**ભજન—નાથ કૈસે ગજકો બંધ છોડાયો એ રાહ.**

પ્રેમે પુષ્પ વધાવું, ભોળા શંભુ પ્રેમે પુષ્પ વધાવું.
અર્ધાંગે ઉમીયાજી સોહે, નીત નીત દર્શન પાઉ—ભોળા૦
જટા જુટમેં ગંગા બિરાજે, કંઠે સર્પ સોહાવું—ભોળા૦
ગલે રૂદ્રકી માળા બિરાજે, અંગે ભસ્મ લગાવું—ભોળા૦
કેશર ચંદન પુષ્પની માળા, હેતે ઉર પેહેરાવું—ભોળા૦
આંક ધંતુરો બોત હે પ્યારો, હેતે બીલ્વિ ચઢાવું—ભોળા૦
પુંજા આરતી નૈવેદ સાથે, ગંગા પાન કરાવું—ભોળા૦
સ્નાન કરીને ધ્યાન ધરીને, તેરી સમાધી લગાવું—ભોળા૦
કેસવ કીર્તન બોત કરત હે, ચરણે ચીત લગાવું—ભોળા૦

## કેશવકૃત યજ્ઞનું વર્ણન.

### ઝુલણાં છંદ.

યજ્ઞના આરંભના, પ્રારંભનાં સૌ કામમાં,
બંધુ લક્ષ્મી શંકરે તો, ઘણી કરી છે નામના.

ઓરપાડના દરબારમાં, વેહેરાઇના સૌ સ્થાનમાં,
યજ્ઞની રચના બનાવી, ધરણી ધરના ધ્યાનમાં.
બહુ મંદીર સુંદર ઓપતું, તે શોભતું શણગારમાં,
સુવર્ણની મુર્તી બનાવી, પધરાવી મંદીરમાં.
શંકર અને પાર્વતી સૌ, નંદી ભૃંગી સાથમાં,
પંચ વકતે પુંજા કરાવી, આનંદ પામ્યો આત્મા.
આચાર્ય ગંગાશંકરે તો સ્નેહ વૃદ્ધિ સાથમાં,
સહસ્ત્ર તો બીલિત્ર ચઢાવી, શીવ સ્તોત્રના પાઠમાં.

## ચોપાઇ.

ઓગણીસેં તેરની સાલ, જેષ્ઠ વદ ત્રીજને શુક્રવાર,
પદ્મકુંડ બનાવ્યો સાર, તે તો ઉરપત્તન મોઝાર.
પદ્મકુંડ બનાવ્યો સાર, એ સૌ વેદ તણે આધાર,
ઉત્તરમાં તો આવ્યો સહી, શોભાનો તો પારજ નહીં.
તે આધારે સર્વે સ્થાન, દેવ તણાં ધરવાને ધ્યાન,
ઇશાન ખુણે ગીરીજાનંદ, વાચ્યે રૂદ્રનું સ્થાપન.
તેહની પાસે ગ્રહનું સ્થાન, અગ્નિ વાસ્તુ દેવ નીદાન,
ધ્યાન ન્યાસ કરવાને કાજ, સૌ બ્રાહ્મણ બેઠા મહારાજ.
સર્વ દેવતા આવી કરી, સ્વસ્થાને બેઠા શ્રી હરી,
કેશવે યજ્ઞ કરવાને કાજ, રજા લીધી સૌની આજ.
વેહેરાઇ માતાનું જે સ્થાન, પધાર્યા પોતે ભગવાન,
યજ્ઞ પ્રારંભ થયો જેટલે, સૌ બ્રાહ્મણ બેઠા તેટલે.
વરણ કરાવ્યું સૌનું સાર, બેઠા પંગત હારોહાર,
પ્રથમ આચાર્યની પુંજાય, વેદ ધ્રુની બ્રાહ્મણની થાય.

ચારે વેદના બ્રાહ્મણ સહી, દેશેદેશથી આવ્યા અહીં
ડભોઇ તણા શાસ્ત્રી આ ઠામ, સુકીર્ત કરવા આવ્યા કામ.
વેદ વેદાંતે અનુસર્યું, યજ્ઞ સભામાં ભાષણ કર્યું,
સૌ ભાઈ ત્યાં શાંતજ થયા, આનંદે સર્વે ઘેર ગયા.
કરનાળીના બ્રાહ્મણ જેહ, ધન પાડી કેહેવાયે તેહ,
પદ જટાને ધન બહુ કરે, વેદાંતે વાણી ઓચરે
બ્રહમા નર હરી શંકર સાર, એ છે ઓરપાડના રહેનાર
ઉપબ્રહમા સુરતના સહી, વિદ્વતાનો પારજ નહીં
ઋગ્ વેદી બ્રાહ્મણ જે જન, ભરૂચમાં તેનું ભોવન
શુકલ તિર્થના ઓઝા સાર, સ્યામ વેદી છે નીરધાર
યજુ વેદી ઓરપાડજ તણા, દક્ષણીને ગુજરાતી ઘણા
શાસ્ત્રી બે ઓરપાડજ તણા, ડાહ્યાભાઇમાં નહીં કંઈ મણા
શુકલ નારાયણ નીરધાર, શાસ્ત્રીને વેદાંતી સાર
બાળયોગી આવ્યા જેટલે, સર્વે સભા હરખી તેટલે
સર્વે સગા આવ્યા તો સહી, મુંબઇથી તો પોતે અહીં
સભા દીપક તે સૌ જન, સર્વે સભાનું હરખ્યું મન
મામા મારા કેશવલાલ, હાર કલગીનો લાવ્યા તાલ
ઇશ્વર ઉત્તમ બંને જણા, ઠાકોરમાં તો નહી કંઇ મણા
મોતીરામ તો મહારો મણી, યજ્ઞ શોભા આપે ઘણી
સ્વજ્ઞાતી માહારાતો ઘણા, યજ્ઞ શોભામાં નહી મણા
યજ્ઞ કર્યો બહુ રૂડી પેર, આનંદ ઓચ્છવ સૌને ઘેર
કેશવ પર બહુ કરૂણા કરી, પુરણ બ્રમ નીરખ્યા શ્રીહરી

## ભુજંગી છંદ

ભલો કુંડ તો યજ્ઞનો ખુબ ખાશો.
વળી યજ્ઞનો અગ્નિ ત્યાં તો પ્રકાસ્યો
દીશે કુંડનો દેવતા દેવ જેવો.
દીસે યજ્ઞ તો સુર્યની કાંતી જેવો.
ભલા બ્રાહ્મણો યજ્ઞ આહુતી આપે,
પઢી વેદના મંત્રની પૂર્ણ છાપે.
નમસ્તે નમસ્તે નમહસ્તેજ જેવો,
દિસે યજ્ઞ તો સુર્યના કાન્તી જેવો.
ઓમકાર શબ્દના ઘોશ ચાલે,
પ્રભુ પ્રેમથી યજ્ઞમાં પુર્ણ માહાલે.
નીરાકાર શાકાર તે થાય તેવો,
દિશે યજ્ઞ તો સુર્યની કાન્તી જેવો.
તીલાંઘ્રતની અંજલી ખુબ આપે,
સ્વાહાકારથી સર્વ આહુતી આપે.
તેથી સર્વથા કુંડ તો જોવા જેવો,
દિશે યજ્ઞ તો સુર્યની કાન્તી જેવો.
માહારૂદ્રનો યજ્ઞ શોભે છે કેવો,
તેના દર્શને તો મળે મુક્તિ મેવો.
કેશવરામનો કુંડ તો રૂદ્ર જેવો,
દિશે યજ્ઞ તો સુર્યની કાન્તી જેવો.

## બાવા સાહેબ ઉર્ફે રતનદાસ ભગત.

### દોહોરો.

ભગત એક પોતે હતો, રતનદાસ છે નામ,
ઉરપત્તનમાં અવતર્યો, કરવા ઉત્તમ કામ.

સોળ વર્ષની ઉમરે, તેને તો નીરધાર,
શંકરની કૃપા થકી, જ્ઞાન ઉપન્યુ સાર.
જ્ઞાન ઉપન્યું તેહને, મીથ્યા સૌ સંસાર,
રંગ લાગ્યો તેહને, પ્રભુ સાથે એકાતર.
સંસારે સરજી અને, શું શું કરવું કામ,
ભક્તિ કરવા પ્રભુની, નહીં બેસે કંઇ દામ.
દ્દઢ નીશ્ચય પોતે કર્યો, મુક્તિ મળવા કાજ.
તીલક છાપ પોતે કરી, બનીઓ તે ભક્તરાજ,
ભક્તે ભક્તિ દ્દઢ કરી, સિધ્ધેશ્વરની સાથ
તે જોવાને કારણે, શું કરે ભોળોનાથ,
ભક્તે તો શું આદર્યું, શું નિત્ય કરતું કામ,
મધ્ય રાત્રે ઉઠી કરી, લેતાં પ્રભુનું નામ.
નામ લેતાં સંચરે, કાવડ ભરવા કાજ,
તાપી નદીની પાસ છે, કુરૂક્ષેત્ર મહારાજ.
ત્યાંથી જળ લાવે ભરી, સિધ્ધેશ્વરને કાજ,
સુર્ય ઉદયની સાથ તે, ચઢાવે ભક્તરાજ.
દ્રઢ ભક્તિ જોવા વળી, ભોળાનાથ ભગવાન,
રસ્તામાં પોતે વળી, શું શું કરે તોફાન.
અજગર અને સર્પને, પોતે મોકલે સાર,
રસ્તો રોકીને રહે, ભક્તનો જોવા પાર.
ભક્તે તેને શું કહયું, સાંભળજો સૌ કાન,
રસ્તો આપો મુજને, નથી કંઇ તમને ભાન.
મારા વહાલાં તુજને, કહું છું તે નીરધાર,

ભય નથી મરવા તણો, ડરતો નથી લગાર.
ત્યાંથી તે નાશી ગયા, શંકરને દરબાર,
આવી પોતે ત્યાં કહયું, ડરતો નથી લગાર.
પોતે ત્યાંથી ચાલીઆ, હેત ધરીને મન,
કાવડ ચડાવી પ્રેમથી, પ્રસન થયું બહુ મન.
એ રીતે દરરોજ તો, ભગ્ત કરે છે કામ,
કાર્ય સીદ્ધા તેની થઇ, મનમાં રાખી હામ.
નીયમ પોતાનો પાળવા, ધણીએ રાખી લાજ,
લાજ રાખી ભગ્તની, દર્શન દીધાં આજ.
દર્શનથી પ્રસન થયા, પોતે તો ભગ્તરાજ,
ભગ્તે ભોળાનાથને, નિરખ્યા જેણીવાર.
મુકતી આપો મુજને, ઉતારો ભવ પાર,
સ્મરણ તમારા નામનું, કરતાં તેની સાથ.
ટેક મારી પાળજે, પોતે ભોળા નાથ,
ભોળા નાથે શું કહ્યું, પોતે તેણી વાર.
મનવાંછીત ફળ મળશે, જરા ન લાગે વાર,
સ્મરણ કરી શંભારજે, ધરજે મારૂં ધ્યાન.
પુર્ણ કામ તારૂં થશે, થયા તે અંતરધ્યાન,

## ચોપાઈ

ભગ્તની દ્રઢતા જોવા કાજ, પોતે શું કર્યું મહારાજ
તેહ તણો કહું છું વિસ્તાર, સાંભળજો સહુ નરને નાર
વાઘ વરૂને ચિત્તા સહી, રસ્તો રોકી બેઠા તહીં
તેને સીખામણ દીધી સાર, ખશેડતાં નહીં લાગી વાર

પોતે કાવડ ભરીને જાય, બીજું કૌતીક ત્યાં શું થાય
રતનદાસ ભગત તો સહી, અંધારામાં આવે અહીં
તેથી તાળું મારો સાર, દરવાજે નક્કી નીરધાર
તે પ્રમાણે કર્યું જેટલે, દ્વાર બંધ થયાં તેટલે
નિયમ પ્રમાણે આવ્યા સહી, બારણાં ઠોકી ઉભા તહીં
બુમો પાડી અપરંપાર, બાવો જાગ્યો નહીં લગાર
થાકીને બેઠા છે સહી, ભજન કરવા લાગ્યા તહીં
ભજનમાં લાગ્યો છે તાર, પ્રસન થતાં નહીં લાગી વાર
માહાદેવ પ્રસન થયા જેટલે, તાળાં તો તુટયા તેટલે
બંધ દરવાજા હુતા સાર, બારણાં ખોલ્યાં ત્યાં નીરધાર
ભક્તજન માહાદેવમાં ગયા, કાવડ ચડાવી પ્રશન થયા
એમ કરતાં એક વર્ષ જ ગયું માહાદેવનું મન પ્રશન થયું
દર્શન આપ્યું પોતે સાર, ભોળા શંભુએ નીરધાર
માંગ માંગ તું પોતે સહી, જે જોઇએ તે આપું સહી
પોતે સદગતી મળવા કાજ, નમન કર્યું પોતે મહારાજ
બીજું માંગુ છું તે જેહ. સ્મરણ તમારૂં કરવા તેહ
સ્મરણ તમારૂં કરતાં સાર' મન ધાર્યું થાય તે વાર
તથાસ્તુ કહી પોતે સહી, અંતરધ્યાન થયાં તો અહીં

## ચોપાઈ

રતનદાસ ભક્તની ગાય, સૌ ઢોરમાં ચરવા જાય
ચરતાં ચરતાં ચાલી જાય, ચરવાને જંગલની માંહે
જંગલમાં તો ખેતર ઘણાં, પોતાનાને બીજા તણાં
બીજાના ખેતરમાં જઇ કરી, તુલ તણી ખરાબી કરી

ગાયને પકડી લાવ્યા સાર, તેની અરજ થઈ દરબાર
સરકારે બોલાવ્યા સહી, ભગતને તો લાવ્યાં અહીં.
આવ્યા ભગત પોતે જેટલે, ગાયને દીઠી તેટલે,
ગાય તમારી સુની ફરે, લોકનું નુકશાનજ કરે.
તે સાંભળી પોતે સહી, ગાયને ટણકો દીધો તહીં,
ભગત બોલ્યા પોતે સહી, ધુળ કેમ ખાધી તેં નહીં.
ભગતે વચન કહ્યું જે સહી, ધુળ ખાવાને મંડી ગઇ,
ત્યાં બેઠા પેશવા સરકાર, આશ્ચર્ય દીઠું તેણીવાર.
ભગત તમે આ તે શું કરો, ધુળ ખાતી તેને બંધ કરો,
ભગત બોલ્યા છે નીરધાર, ધુળ બંધ કરો આવાર.
એટલે ગાયે શું ત્યાં કર્યું, ધુળ ખાવાનું બંધજ કર્યું.
સરકારે જોયું જેટલે, આશ્ચર્ય પામ્યાં તેટલે.
ભક્તિ તેની જોવા કાજ, શું કરે પોતે મહારાજ,
પેશવાના અધીકારી જેહ, બે માટલી મંગાવી છે.
એકમાં તો મરડીઆ ભરી, બીજી માટલી ધુળની કરી,
મોઢાં તેનાં બંધજ કર્યાં કહો ભગત આમાં શું ભર્યાં.
ભગતે ધર્યું શંકરનું ધ્યાન, પ્રશન થયા ભોળા ભગવાન,
ભગત બોલ્યા હેતે કરી, એક માટલી ધુળે ભરી.
બીજીમાં મરડી આસાર, તે કહું છું નકકી નીરધાર,
મોઢાં છોડયાં જેણી ઘડી, વાત ભગતની ખરી પડી.
ભગતે કહ્યું છે નીરધાર, મોઢાં બંધ કરો આવાર,
મોઢાં બંધ કર્યાં જેટલે, ભગતે ધ્યાન ધર્યું તેટલે.
સિદ્ધનાથ આવ્યા પોતે સહી, ભગતનું કામ કરવા અહીં,

ભગત પોતે ઉભા સહી, હેત થકી તો વાણી કહી.
છોડો મોદ્દા હેતે કરી, માટલી શાકરે ભરી,
પ્રસાદ વહેંચ્યો આણે ઠામ, જોવા મળ્યું છે સઘળું ગામ.
પ્રશાદ વેહેંચ્યો મુઠો ભરી, તોપણ તે ખુટયો નહીં જરી,
ભગત ભજન કરવાને કાજ, સિદ્ધનાથે સૌ રાખી લાજ,
પેશવા સરકાર પ્રસન તો થયા, હાથ જોડીને ઉભા રહ્યા.
વર્ષાસન બાંધ્યું તો સહી, રતનદાસ ભગતને અહીં,
એ સૌ સિધ્ધેશ્વરનું કામ, દાસ તમારો કેશવરામ.

દોહરો

બીજું કૌતીક શું થયુ, તે કહું છું નીરધાર
પરીક્ષા લેવા ભગતની, પોતે કર્યો વિચાર
વિચાર કરી તે નીસર્યા, પોતે ફરવા બહાર
રૂપ લઇ સાધુ તણું, ગયા ભગત દરબાર
ભગત ભજન કરતા હતા, ધરતા ધ્યાન અપાર
તે સમે ત્યા જઇ કરી, અલેક જગાવી સાર
અલેક જગાવી શું કહ્યું, પોતે તેણે ઠામ
ભીક્ષા કરવા આવ્યો છું, આજે તારે ધામ
જે માંગું હું તુજ કને, તે આપે આ વાર
પ્રેમ કરી આપો તમે, જરા ન લાગે વાર
ભગત બોલ્યા હેતથી, માંગો જે આવાર
જે માંગો તે આપશું, જરા ન લાગે વાર
શાધુ બોલ્યા હેતથી, પોતે તેણીવાર
તારી સ્ત્રી આપો મુને, પ્રીતેથી આ ઠાર

ભગત તો ઘરમાં ગયા, પોતાની સ્ત્રી પાસ
પોતે તેને શું કહ્યું, આણી મન હુલાસ
એક શાધુ આવ્યો અહીં, ભીક્ષા કરવા કાજ
ભીક્ષામાં માંગે સહી, પત્નિ તો મહારાજ
પત્નિ બોલી પ્રીતથી, લાવી મન હુલાસ
વચન તમારૂં પાળવા, જાઉં સાધુની સાથ
શણગાર તો સઘળા સજી, સધ્ય થયાં તૈયાર
પત્ની હતી પતીવ્રતા, જરા ન લાગી વાર
ભગત આવ્યા ભાવથી, લ્યો પત્ની મહારાજ
ભીક્ષામાં ભાવે કરી, મારી પત્નિ આજ
શાધુ પ્રિતે બોલીઆ ભગત પત્નિ સાથ
વચન પતીનું પાળવા, જબરી ભીડી બાથ
ભગત તો ભાવે કરી, ઉભા જોડી હાથ
વિદાય તો પોતે કરી, અબળા તેની સાથ

## ચોપાઈ

શાધુ પત્નિ ચાલ્યા જાય, વૃંદાવનની વાડી માંહે
વાડીમાં ગયા જેટલે, પોતે ધ્યાન ધર્યું તેટલે
ધ્યાન ધર્યું પોતે મહારાજ, અંતરધ્યાન થવાને કાજ
પત્નિ જુવે છે ચારે પાસ, નહીં દીઠા પોતે મહારાજ
ભગત પત્નિ એકલી સહી, બેઠી બેઠી ઝુરે તહીં
બેઠી ધરે છે પોતે શોક, સાંજ સમે આવ્યા સૌ લોક
લોકે પુછ્યુ તેને સહી, તમે કેમ બેઠાં છો અહીં
પોતે માંડી કહી તે વાત, ચાલો તમે અમારી સાથ

સાથ મારાથી કેમ અવાય, મારા ધણીનું વચન જાય
વચન તમારૂં પળ્યું સહી, આવવાને કંઇ હરકત નહીં
ભગત પોતે જાણી રહ્યા, વૃંદાવનની વાડીએ ગયા
વાડીમાં બેસી શું કરે, શંકરનું ત્યાં ધ્યાન ધરે
ભગતે પોતે આવી કહ્યું, વચન માહારૂં પુરણ થયું
હવે તમે ચાલોની ઘેર, થઇ રહેશે લીલાલહેર
સિધ્ધેશ્વર આવ્યાતા સહી, ભગતનું પણ જોવા અહીં
ભગતે નીરખ્યા ભોળાનાથ, ભગતને માથે મુકયો હાથ
અવિચળ રહેશે તારૂં નામ, સિધ્ધ થશે તારા સૌ કામ
એવું વચન કહીને ગયા, અંતરધ્યાન પોતે થયા

## દોહરો

ભગત ઘેરથી નિકળ્યા, પોતે ફરવા કાજ
શેવક તેના સર્વને, બોધ કરે મહારાજ
ફરતા ફરતા તે ગયા, કરામેરા છે ગામ
ભગતને જોયા થકી, દોડયા લોક તમામ
રજપૂતની એક દીકરી, કુશળબા છે નામ
કુંવારી પોતે હતી, પરણી નહી કોઇ ઠામ
પાણી લાવી પ્રેમથી, ભગતને પીવાકાજ
તરસ્યા તો પોતે હતા, રતનદાસ મહારાજ
પાણી પીને પ્રેમથી, આપ્યો આશીરવાદ
રાજાની રાણી થશે, તને છે ધન્યવાદ
કુંવરી બોલી પ્રેમથી, મુજ ગરીબ મા બાપ,
રાજા કેમ વરશે મુને, વિપરીત બોલ્યા આપ.

આશીરવાદ મારો થયો, તુજને તો આવાર,
નક્કી રાજા પરણુશે, તુને આવી આ દાર.
હાથ જોડી ઉભી રહી, પોતે ભગ્તની પાસ,
ભગ્તિ કરવા કારણે, થાઉં તમારી દાસ.
ભગ્ત વચન બોલ્યા સહી, પોતે તેણી વાર,
પરણ્યા પછીથી આવજે, તું મારે દરબાર.
પતી સેવા કરવી અતી, કરવા ઉત્તમ કામ,
પતીવ્રતા રેહેજે સદા, રહેશે તારૂં નામ.

### ચોપાઈ.

માંડવી તણો રાજા છે જેહ. દર્શન કરવા આવ્યો તેહ,
સિધ્ધેશ્વરનું સુંદર ધામ, પોતે કર્યો છે ત્યાં મુકામ.
મુકામ કર્યો ત્યાં રૂડી પેર, ધ્યાન ધરે છે આનંદ ભેર,
એ રીતે ત્યાં બહુ દિન રહ્યા, સિધ્ધનાથ, પ્રસન તો થયા.
પ્રસન થયા પોતે જેટલે, સ્વપ્નું એક થયું તેટલે.
તારા ઘરમાં નારી સહી, સંતાન તેને થવાનું નહી,
માટે કર તું એકજ કામ, કરામેરા રજપુતનું ગામ.
ગરીબ રજપુતની દીકરી, કુશળબા નામે કુંવરી,
તે કુંવરી કુંવારી સહી, પરણી તેને લાવો અહીં.
તે શું માંડો ઘર સંસાર, પુત્ર તેને થાશે નીરધાર,
કુશળબા કુશળ સુંદરી, પતીવ્રતા નારી એ ખરી.
રાજા રાણી બન્ને જણા, ધ્યાન ધરે સિધ્ધેશ્વર તણા,
રતનદાસ ભગત છે જેહ, ઉપદેશક તેના છે તેહ.
ઉરપત્તનમાં પોતે સહી, રાજા રાણી આવ્યાં અહીં,

વચન તમારૂં સત્યજ સહી, ઓધાર કરવા આવ્યાં અહીં.
ભગત બોલ્યા તેણે ઠામ, જાઓ તમે સિધ્ધેશ્વર ધામ,
સિધ્ધેશ્વરનું ધરજો ધ્યાન, તે પોતે કરશે કલ્યાણ.
અભય વચન આપ્યું તે ઠામ, કરો રાજ તમારે ધામ,
ધામ ગયા પોતાને તહીં, શંકરે પુત્ર આપ્યો છે સહી.
પુત્ર પ્રસવ્યો રૂડી પેર, આનંદ ઓચ્છવ ઘેરે ઘેર,
ભાટ ચારણ આવ્યા ત્યાં ઘણા, શીરપાવમાં નહીં રાખી મણા.
અનેક જણ ઓધાર્યા સહી, કથા વારતા પુરણ થઇ,
પુરણ થયું પોતાનું કામ, વર્ણન કર્યું છે કેશવરામ.

### છંદ ભુજંગી.

જુઓ માળીની વાડી તો ખુબ છાજે,
ભલાં પુષ્પને બીલ્વિ તો ત્યાં બિરાજે.
ભલાં પુષ્પનો ત્યાં બન્યો બાગ કહેવો,
સિદ્ધનાથમાં છે તે જોવાજ જેવો.
વળી માળી હમેશ તો ત્યાંજ રહે છે,
તે તો પુષ્પને બીલ્વિ સર્વેને દે છે.
વળી મોગરો પુષ્પનો ત્યાંજ શોભે,
જોઇ ગુલાબને કેતકી મન લોભે.
દીઠી ચંપેલી તો વળી ખુબ ખાશી,
વળી કર્ણ તો લાલ પીળી પ્રકાશી.
ભલા બાગમાં પુષ્પનાં ઝુંડ ચાવા,
મચ્યાં છોકરાં સૈ તેને પાણી પાવા.
તેને જાગીરીમાં જમીન તોજ આપી,

તેને રેહવાને ઓરડી ત્યાંજ સ્થાપી.
દર સોમવારે ત્યાં બીજો માળી આવે,
ભલાં પુષ્પને વાડીની છાબ લાવે.
તારી કીર્તી ગાજી છે ત્રીલોક માંહે,
થાયે શંખને ભેરીના નાદ ત્યાંહે.
ભલો છંદ તો ખુબ બન્યો છે તે કેહેવો,
વળી શાંતીથી તે ઘણો જોવા જેવો.

## શીવજીની લાવણી

એક સમે શીવજી કૈલાશમે, પાસે બેઠી પાર્વતી
દોનો મીલકે બાતાં કરી, ઉશમે તો હુઇ લડાલડી
શીવજી બોલ્યા મેં તો સચા, તપશી હું આ દુન્યામેં
કોઈ કીશીશે મોહ ન પાસુ, એશા હે મેરા ધ્યાને
ધ્યાન લગા કર જબ મેં બેઠું, ચડે સુન્યકી શમાધી
નીરાકાર નીરંજન પોતે, શબકે ઘટમેં હે વ્યાપી
એક શમે તો પાર્વતીએ, ભીલડી કાતો બેસ લીઆ
માહાદેવજી બેહેઠે યાંતો થઇ થઇ થઇ થઇ નાચ કીઆ
નાચ કીઆથા તાંડવ નૃત્ય કા, માહાદેવજી મોહી ગયાં
દોડયા તે તો તેની પાછળ, માહાદેવજી ભોળવાઇ ગયા
જબ પાર્વતી બોલ્યા પોતે, મેને ભીલડીકા બેસ લીયા
તુમારા તપમે ખામી આ ગઇ, પોતે તો શરમાઇ ગયા
એક દૈત્યને તપસ્યા કીધી, માહાદેવકી બ્હોત બડી
જબ માહાદેવ પ્રસન હો ગયે, માંગ માંગ તું આ ઘડી
તબ દૈત્યને કહ્યા ઉનકું, માંગુ તુમારા એક બચન

બચન દીયા જબ માહાદેવને, માંગ્યું છે ભસ્મ કંકણ.
ભસ્મ કંકણ આપ્યું તેથી, નામ પડ્યું છે ભસ્માશુર
ભસ્માશુરને એશા કીયા કે, માહાદેવ પર અજમાવું
તેથી તેને ભસ્મ કરીને, પાર્વતીને હું લઇ આવું
એમ કરીને દોડ્યો ભસ્માસુર, માહાદેવની પાછળ પડયો.
ભસ્મ કંકણ આપ્યું તેથી, માહાદેવકું દુખ પડયો,
માહાદેવ પોતે નાશીને, ભગવાનકી પાસ ગયે.
ભગવાને જબ કેસા કીયા, માહાદેવકુ છુપાય દીએ,
દૈત્ય પોતે ક્રોધ કરીને, ભગવાનને તો શું કહે છે.
ભસ્મ કરી નાંખીશ હું તુજને, માહાદેવને છોડી દે,
જબ ભગવાને કયા કીયા હે, પાર્વતીકા વેષ લીઆ.
ભસ્માસુરકી પાસે આકર, ઉનકા મન લલચાઇ દીઆ,
જબ પાર્વતી બોલ્યાં પોતે, મારો માહાદેવજી નૃત્ય કરે.
એસા નૃત્ય કરો જો તુમ તો, તુમારી સંગમેં આન પડે,
દૈત્યે પોતે કબુલ કીયા, તાંડવ નૃત્ય તો હું જ કરૂં.
એક હાથ કેડે મુકી, બીજો તો મસ્તકે ધરૂં.
એવું કરતાં પોતે તેથી, ભસ્મ કંકણ માથે પડ્યું,
ભસ્માસુર તો ભસ્મ થયા છે, મહાદેવ તો બહાર આવ્યા,
પોતે ત્યાંથી રજા લઇને, પાર્વતી બેઠાં ત્યાં આવ્યા.
ભસ્માસુરનું સર્વ વૃત્તાંત તો, પાર્વતીને સંભળાવ્યું,
તે સાંભળતાં ખુશી થઇને માહાદેવને શીશ નમાવ્યું.
એ રાહકા છંદ બનાકે, કેશવ કીરત કરી રહયા,
સિધ્ધેશ્વર તો મઠે આવી, પોતે વાસ કરી ગયા.

# પાંચ ઇન્દ્રિ વિષે.

## રાગ ધનાશ્રી

કરીલો પ્રભુને પ્રણામ, જન સહુ કરીલો પ્રભુને પ્રણામ.
પાંચે ઇન્દ્રિ વસ કરીને, ધરતું હૃદયે ધ્યાન—જન.
નેત્ર ઇન્દ્રિ નિરખતા કારણ, દે દર્શન કો દાન—જન.
કર્ણ ઇન્દ્રિ કથા શ્રવણ કુ, તેમાંથી લે જ્ઞાન—જન.
નાશિકાથી શ્વાશાને રોકો, ઓળખો પિંડબ્રહ્માંડ—જન.
જીવ્હા ઇન્દ્રિ રામ રટણકુ, છોડી દે અભિમાન—જન.
ચર્મ ઇન્દ્રિ ચૈતન્ય થઇને, ઓળખે ગુણ તમામ—જન.
પાંચે ઇન્દ્રિ પુરણ થઇ છે, કહે છે કેશવરામ—જન.

# મનને ઉપદેશ.

## પદ.

નારાયણ ભજલેરે, મનતું નારાયણ ભજલે,
નારાયણનું નામ નિરંતર, બીજું સર્વે તું તજીદેરે—મન.
એજ શબ્દમાં અમર તત્વછે. મોક્ષપદ મળેછેરે—મન.
કામક્રોધને દુર કરીને તદા કાર થઇ રહેરે—મન.
મોહ માયા મમતા તજીદેતો, તરતજ દરશન દેરે—મન.
મોક્ષપદ મળવાને સારૂ, આ જીવન તો છેરે—મન.
અષ્ટમા સિધ્ધિ નવમા નિધિ, ઝટમાં તું કરી દેરે—મન.
સંત સમાગમ સૌ જન કરીલો, દુર્લભ છે આ દેહરે—મન
કહે કેશવરામ સુણો મેરે સજનો, આખર પદ છે એહરે—મન.

# ઓરપાડના દેવસ્થાનનું વર્ણન.

## લાવણી.

ચાલોની જઇને દર્શન કરવા, રામચંદ્ર તો રાજે છે,
લક્ષમણ સીતા બન્ને બાજુ, બીચમે આપ બિરાજે છે.

તળાવ લાલવું સુંદર સારૂં, નિર્મળ નીર પ્રકાશે છે,
નરનારીઓ સ્નાન કરીને, અવિચળ ભક્તિ માંગે છે.
ભાગે ઓવારે ચરણ તમારે, શરણ થયો હું દત્તાત્રી.
સ્વામિ જનાર્દન એક નાથ તો, ઘટ ઘટ વ્યાપ્યો દિનરાત્રી.
ત્યાં ઓવારો સુંદર સારો, વિઠ્ઠલનાથ બિરાજે છે.
રૂખ મૈયા પણ પાસે રહીને, પ્રભુની ભકિત માંગે છે.
મોર મુગટને કાને કુંડલ, પ્રભુ તણી છે બલિહારી,
હાંડી જુમ્મર તખ્તાની તો, ત્યાં શોભા છે અતિ પ્યારી.
ત્યાંથી આગળ ચાલીએ તો, શંભુ મહાદેવ આવે છે,
ગળે રૂંઢકી માળા બિરાજે, પાર્વતી પણ સાથે છે.
ગણેશ તો ગૌરી કે નંદન, સુંદર દહેરી છાજે છે,
પ્રથમ પુંજા ગણપતિની, માંગલિકમાં આજે છે.
રણછોડ રસીયો ચોકઠે વસીઓ, સૌને માથે ગાજે છે.
દિનોનાથ જો દયા કરે તો, ભવનાં દુખડાં ભાંજે છે.
નરનારાયણ કંસ નિકંદન. આનંદ કરજો ગિરધારી,
પંચ તત્વમાં પૂર્ણ બ્રહ્મ છે, ઘટ ઘટમાં શોભા ભારી.
પંચકુબેર પંચમુખ એનાં છે, શ્યામ સુંદર જટા ધારી,
ડાક ડમરૂ ત્રિશૂળ બિરાજે, શંકર નામકી બલિહારી.
લાલ કનૈયો લાલવે વસીયો, શિશ મુગટ શોભા ભારી,
ચરણ કમલપર પદ્મ બિરાજે, ગદા ધરી છે ગિરધારી.
જય ભિડ ભંજન સદા નિરંજન, કુમાર બાળ તે બ્રહ્મચારી,
તળાવડીનો કાંઠો પકડી, દઢ બેઠો આસન વાળી.
કૃષ્ણ પરામાં કાશી વિશ્વનાથ, કૈલાસે બિરાજે છે,
ગનન ગનન ઘડિઆળાં વાગે, સુંદર નોબત ગાજે છે.
છેલ છબીલો સુંદર બળિયો, શોભા એની ન્યારી છે,

જૈન ધર્મીના દહેરાંની તો. શિખર ટોચ પણ સારી છે.
શાંતીનાથ પ્રભુને જોવા, જૈન ધર્મી ત્યાં આવે છે,
મોટા મોટા સંઘવી થઇને, સંઘ ઓરપાડનાં લાવે છે.
ભટ ફળીઆમાં (વહેરાઇ) માતા, આ ઘણવાની એ તો છે,
નવરાત્રીમાં નવ દહાડા તો, થૈ થૈ કાર બની રહે છે.
એની પાસે નાના રામજી, ઝગમગ જ્યોત બિરાજે છે,
દર્શન પરસન થઇ રહે ત્યારે, અનહદ વાજાં વાજે છે.
ઝાંપુ ફળીયું સૌથી બળીયું, સુંદર છે શોભા ભારી,
લક્ષ્મીનારાયણ ત્યાં બિરાજે, મણિ માનકી બલિહારી.
એની એની સોકો કહે છે, સુંદિર મંદિર એનું છે,
શામળીયા સુસ્નેહ ઘણો તે, મોતાળી ન્યાતોમાં છે.
રાધા કૃષ્ણકી કુંજ બિહારી, મુખ મોરલી કરધારી છે.
મન મોહ્યું છે મેતાવાડમાં, પ્રભુની છબી ઘણી ન્યારી છે.
દેશાઇ વાડમાં દિન દયાળુ, બાવાભાઇનું દહેરૂં છે,
પિંડી તો શંકરની એવી, પાર્વતીનું જોડું છે.
ત્યાંથી આગળ ચાલીએ તો નાગરવાડો આવે છે.
લક્ષ્મેશ્વર તો જુનો કહાવે, તે સૌને મન ભાવે છે.
જરડો ડોશો વજ્ર કછોટો, વાળીને એ તો રહે છે,
અનેક રૂપે રૂપ લઇને. ભકતોને દર્શન દે છે.
કામનાથ કમળાપતિ એવા, ચરણ શરણ સૌ આવે છે.
દર્શન કરીને પ્રસન્ન થઇને, આનંદ ઉરમન લાવે છે.
ચોકઠા વાસી મન ઉલાસી, સૌના મનમાં રમી રહ્યા,
કર જોડીને સનમુખ ઉભા, સૌના ઉપર કરી દયા.
કેશવરામ સંકરનો કિંકર, ભુલચુક માટે જાચે છે,
કરૂણા સાગર દિન દયાળુ, રામચંદ્ર તો રાચે છે.

# રાજ્યકર્તા શહેનશાહની સ્તુતિ.

## માલિની છંદ

જય જય જય થાઓ, શહેનશાહો તમારો
ભય ભય ભય જાઓ, શત્રુનો નાશ થાઓ

ડમ ડમ ડમ વાગો. ઝટ ડંકા તમારા
ઝટ ઝટ ઝટ ઝટ જોગો, શત્રુથી ચેતનારા

ફર ફર ફર ફરકે છે, ઓધ જાઓ તમારી
ઝળ ઝળ ઝળ ઝળકે, શિરનો તાજ ભારી

નિત્ય નિત્ય નિત્ય રાખો, ન્યાયની ગાદી તારી.
ચિત્ત ચિત્ત ચિત્ત રાખો, પુણ્યના કામ ભારી

કથી કથી કથી કહે છે, કેશવરામ તારો
રચી રચી રચી રહે છે, પ્રેમથી પૂર્ણ પ્યારો

## કવ્વાલી

સકળ સંસાર કે ભોગી, જપી લે નામ નિરોગી.
મનુષ્યા દેહ મલ્યો મોટો, સકળ સંસાર છે ખોટો.

કાયા વાડી બની ખાસી, તેમાં બેઠો છે અવિનાશી.
ઉનોસો ખોજ કરો પ્યારા, સબિસેં રેહા હેએ ન્યારા.

ન્યારાસેં નેકી કરલેના, ઉનીસેં દિલ લગા લેના.
દિલ લગેગા જબ તેરા, મિટેગા કાળકા ફેરા.

## કવીત

રાજનકી રીત ગઇ, મીત્રનકી પ્રીત ગઇ
નારી પ્રતીત ગઇ, જયું જાર ભાયો હૈ.
પંચનકો ન્યાય ગયો, સાચકો પ્રભાવ ગયો.
જુઠ કીસો હાયો હે, કહે કેશવરામ તુમારો.
એસોહી કળી કાળ, જગતમેં ચલ્યો આયો હૈ.

# વર્ણાશ્રમના ધર્મવિશે.

## દોહોરો

સ્રષ્ટી રચવા કારણે, દ્રષ્ટી થઈ જે વાર
બ્રહ્માજીના મુખ થકી, વેદ બનાવ્યા ચાર
વળી બ્રહ્માના અંગથી, વર્ણાશ્રમ નિરધાર
વર્ણાશ્રમના ધર્મ શું, કહું તેનો વિસ્તાર
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્યને, શુદ્રને શું અધીકાર
તેનું બ્યાન બનાવીને, વર્ણ બનાવી ચાર
બ્રહ્માજીના મુખ થકી, બ્રાહ્મણ બનીઆ સાર
બાહુથી ક્ષત્રી બન્યા, કહું છું તે નિરધાર
જંઘાથી વૈશ્યજ બન્યા, સુદ્ર પગ પાનીસાર
જે જેના જે ધર્મ છે, તેના તે અધીકાર
વેદ ભણવા બ્રાહ્મણે, ભણાવવા બહુ સાર
સ્તોત્ર પાઠ કરવા વળી, ષટ્ કર્મનો અધીકાર
ક્ષત્રીના શું ધર્મ છે, શું શું કરવા કાજ
ગોબ્રાહ્મણને પાળવા, સત્યથી કરવું રાજ
અસ્ત્ર શસ્ત્ર શિખવા વળી, ધનુશ ધરીને હાથ
શત્રુની સામે લડે, ખરી ક્ષત્રીની જાત
વૈશ્યે તો વેપારના, સર્વ પ્રકારો જેહ
જે જેને જે આવડે, કરવા તેને તેહ
શુદ્ર વરણને સર્વને, ખેતીનો અધીકાર
સાજનની સેવા કરી, પોશણ કરવું સાર.

## પદ.

શાંતી કર શાંતી કર શાંતી કર સદા.
ભ્રાંતી હર ભ્રાંતી હર ભ્રાંતી સર્વદા.
સ્થીર કર સ્થીર કર સ્થીર ચિત્તને.
ધ્યાન ધર ધ્યાન ધર ધરી તું રીતને.

કામ કર કામ કર કર્મ કામનું.
સ્થુળથી શુક્ષ્મથી અનુંજ નામનું.
અંતરે બ્યંતરે ઓળખો શદા.
દિવ્યના ચક્ષુને જાણસો સદા.

## ભજન.

નામ તો પ્રભુનું લેવું, નિશ દિન તો ગારે.
નામ લેતાં વિઘ્ન હુરે, સકળ સંસારે...નામ તો૦
ભવ ભય હરતું તો, સર જન હારે...નામ તો૦
ચુર્કાામાં તે શું શું કીધું, ખોટી બાજી હારે...નામ તો૦
સાચી બાજી સમજી લેજે, સુકૃીત થશે ત્યારે...નામ તો૦
માયા મોટી દુનીયા માંહે, જુઠી જાણે જ્યારે...નામ તો૦
પ્રાણાયામને પ્રાણ થકી, રોધી લેશો ત્યારે...નામ તો૦
મોક્ષ દ્વાર જડશે ત્યારે, સદ્ગુરૂ આવારે...નામ તો૦
લક્ષ ચોર્યાશી ફેરા મીટશે, કૃપા થશે ત્યારે...નામ તો૦
કેશવરામ કર જોડી કહે, ઉભો તારે દ્વારે...નામ તો૦

## લાવણી ઓંમકારની.

ઓંમકાર એ અમર મંત્ર છે, ઓંમકાર જે જનને વસ્યો,
ઓંમકારથી આત્મ તત્વને, પૂરણ બ્રહ્મ પ્રકાશ હસ્યો.
પૂરણ બ્રહ્મમાં સતચિત્ત આનંદ, તેને જો જો મથા મથી,
નાભીમાંથી અકાર નિકળ્યો, ઉકાર હૃદયે કીધો વાસ,
મકાર શબ્દ મોર ધન્ય ય, ઓંમકાર તે સ્વયં પ્રકાશ.
સ્વયં પ્રકાશે સૂર્ય હે છે સ્વયં પ્રકાશે સર્વે ઠામ.
સ્વયંભુ સર્વાત્મા રહે છે, એવુ કહે છે કેશવરામ

## આરતી દેવીની.

જય દેવી જય દેવી, અંબા જય દેવી જય દેવી,
તારી શકિત શીવના જેવી. અંબા જય દેવી જય દેવી

તું બ્રહ્માણી તું રૂદ્રાણી, સકળ જુગની દેવી,
તું દયાળી તું કૃપાળી, શાંતિ આપે એવી...અંબા
વેહેરાઇ માતા તું વિખ્યાતા, ઉત્પત્તનની દેવી,
મહાલક્ષ્મી સચરાચર વાપ્યાં, સુકલ લોકની દેવી...અંબા
જામસુર માંડી જીર્ણો દ્વાળી, તારી તો બલિહારી,
દર્શન કરતાં પવીત્ર થાયે, એવી તુ છે દેવી...: ...અંબા
માતા મારી ત્રીશુળ ધારી, ખુંટાઇ ખુટની દેવી,
હાર તોરણના ગોત્રની મા, મુળની તું છે દેવી ........અંબા
નાંદ્રક માતા સૌ ગુણ ગાતા, સરસ ગામની દેવી,
સકળ સૃષ્ટીમાં તારી દ્રષ્ટી, દર્શન દુર્લભ દેવી........અંબા
કેશવરામનો કર ગ્રહ્યો છે, કરૂણા સાગર દેવી,
દુખીઆના તેં દરીદ્ર કાપ્યાં, એવી જુગની દેવી,
અંબા જય દેવી જય દેવી, અંબા જય દેવી જય દેવી.

## લલીત છંદ

સિધ્ધનાથને નમ્ર થઈ હમે, વિનય ભાવથી વંદીએ તને.
શ્રવણ આ કરો સ્વલ્પ પ્રાર્થના, જય દયાનીધે હે કૃપાધના.
વિષય ભોગમાં રાખી છે રતી, નવ કદી હમે ભક્તિ તો કીધી.
શરણ આવીને માંગીએ ક્ષમાં, જય દયાનીધે હે કૃપાધના,
જગત સૃષ્ટીમાં ચાતુરી અતી, નિયમ પર્વક છે બધી કૃતી.
જીવ પ્રતે કીધી છે બહુ દયા, જય દયાનીધે હે કૃપાધના.
મનુષ્યને દીધી શ્રેષ્ટ સર્વથી, સત અસત્યના જ્ઞાનની મતી,
દુર કરો તમે દુષ્ટ વાસના, જય દયાનીધે હે કૃપાધના.
વીપતી કાળમાં ધૈર્ય આપશો, શીવ કૃપકા કષ્ટ કાપશો,
તુજ દયા વિના સર્વ છે વૃથા, જય દયાનીધે હે કૃપાધના.

# આરતી માહાદેવની.

જે હરીહરા જે હરીહરા, ગંગાધર ગીરજાવર,
ઈશ્વર ઓંમકારા. હર હર હર માહાદેવ.
ગૌરીશંકર ઉમીયાવર, શંકર શામળીઆ,
હરીહર નટવર સ્વામી, એકાંતે મળીઆ...હર હર હર
પીતાંબર ડીગંબર, અંબર શ્વેત શ્યામે પેહેર્યાં,
કમળ નયન કેશવને, શિવને ત્રીનેણા...હર હર હર૦
ચંદન સુરચિત્ત ત્રીકમને, શિવને ભસ્માંગે,
રામે હૃદયે રાખ્યાં, ઉમીયા અર્ધાંગે...હર હર હર૦
કૌસ્તુભ મણી કેશવને, શિવને રૂંઢમાળા,
મોહનને મુકતા ફળ, શિવને સર્પ કાળા...હર હર હર૦
રામને રૂડાં રાજ, શિવ ખાંધે ઝોળી,
રામને વાંદર રીંછ, શિવને ભુત ટોળી...હર હર હર૦
વિષ્ણુ વસે વૈકુંઠ, શિવજી કૈલાસે,
હરી કાળા હરી ગોરા, એક એકને ધ્યાને...હર હર હર૦
કેવડો ચડે કેશવને, શિવને ધંતુરો,
વિષ્ણુને વહાલાં તુળશી, શિવને બિલીપત્ર...હર હર હર૦
હરી હર એક સ્વરૂપ, અંતર નવ ધરશો,
ભાવે ભુદરને ભજતાં, ભવશાગર તરસો...હર હર હર૦
મોહનને માહાદેવ, જે ભાવે ગાશે,
હરી હરના ગુણ ગાતાં, હરી ચરણે જાશે...હર હર હર૦
આરતીનો મોટો મહીમા, જે કોઈ ગાશે,
ભણે શિવાનંદસ્વામી, કૈલાશે જાશે...હર હર હર૦

# સમાપ્ત.